# "જરથોશ્તી દીનની પનાહી માટે જરથોશ્તીઓની મુખ્ય ફરજો" વીશે

## શમ્સ-ઉલ-ઉલમા દસ્તુર દારાબ પેશોતન સંજાના, બી. એ. એ કરેલું ભાષણ.



શમ્સ-ઉલ-ઉલમા દસ્તુર દારાબ પેશોતન સંજાના, બી૦ એ૦ એ રવીવાર તા૦ ૨૨ મી સપટેમબર ૧૯૦૭ ના દીવસે ધોબીતલાવ તરફની ફરામજી કાવસજી ઈનસ્ટીટયુશનના કુશાદે હોલમાં જરથોસ્તી બાનુઓ અને ગ્રહસ્થોની એક મોટી મીજલસ સામુખ બઝમે જશને રૂઝે અહુરમજદ મંડળી તરફથી "જરથોસ્તી દીનની પનાહી માટે જરથોસ્તીઓની મુખ્ય ફરજો" એ વીશય ઉપર એક ભાષણ આપ્યું હતું. જે વેળા મી૦ ખરશેદજી રૂસતમજી કામાજીની દરખાસ્તથી શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી જીજીભાઇ સરનશીનની ખુરશીએ બીરાજ્યા હતા.

સરનશીન મી૦ જમશેદજી ખરશેદજીએ શરૂઆતમાં જણાવ્યું કે, બાનુઓ અને ગ્રહસ્થો, આ મીજલસની ખુરશી મારે લેવી, એ દરખાસ્ત તમોએ એકમતે બહાલ રાખી મને જે માન આપયું છે, તે માટે હું તમો બાનુઓ તથા ગ્રહસ્થોનો મોટો ઉપકાર માનું છું, પણ એ માન મારા કરતાં કોઇ લાયક અને અનુભવી ગ્રહસ્થને આપવામાં આવતે તો હું વધુ ખુશી થતે. આજ કાલ જ્યારે ધર્મની કેળવણી આપણી કોમમાં સરવેનું વધુ અને વધુ ધ્યાન ખેંચી રહી છે, તેવે સમયે આપણા પવીત્ર અને ઉત્તમ ધર્મની કેમ અને કેવી રીતે પહનાઇ કરવી તે બાબેના આપણા માનવંત દસ્તુર શમ્સ-ઉલ-ઉલમાં દારાબજી તરફના એક દસ્તુર તરીકેના લાંબા અનુભવથી મેળવેલા વીચારો જે પુખ્ત, મધ્યમસરના અને અમલમાં [illegible] જોઇએ, તેવા વીચારો આજ રોજે સાંભળે[illegible] મસગોપાત થઇ પડશે. દસ્તુરજી સાહેબ દારાબજી [illegible] અભયાસી દાખલ, એક ભાષણ કર્તા લેખે, અને [illegible] સારી પેઠે જાણીતા છે, અને આપણી કોમના એક દસ્તુર તરીકે

એટલા તો કેરૂપીઅ, જાણીતા અને માનીતા છે કે એવણુ સાહેબની તમો સાથે ઓળખાણ કરાવવાની હું કશી પણ જરૂર જોતો નથી. આટલું બોલ્યા પછી હું તમારી, તમારા ભાષણ કર્તાની અને તેવણે લીધેલા ઉપયોગી વીષયની વચે વધુવાર ઉભો રેહેવા માંગતો નથી. માટે દસ્તુર જી દારાબજીને તેવણનો વીષય રજુ કરવાની હવે હુ અરજ કરૂં છું.

શમ્સ-ઉલ-ઉલમા દસ્તુર દારાબ પોતાનો વીષય રજુ કરતાં બોલ્યા કે સરનશીન સાહેબ, હમદીન બાનુઓ અને જેહદીનો, જે ભલી મઝદયસ્ની દીન તમો હાલ પાળો છો, તે બાબે તમોને યાદ આપવાની જરૂર નથી કે "વખશવરે વખશવરાન" ( એટલે પેગમબરોના પેગંમબર ) અશો જરથોશ્તે ગેતીની દુનયામા પાક દાદાર અહુરમઝદ તરફથી તેને મળેલી બુલંદ બખશેશ તરીકે, તરેહવાર પ્રકારની જેહેમત અને રંજ ખેંચીને, આપતો ખમીને તથા મુશકેલીઓ માથે લઈને. ઘણાંજ વરસ આગમજ પોતાના હમશરીક ચેલાઓ મેદયોમાહ, ફરશોસ્તર, જામાસ્પ અને અસ્મ ખનવન્ત વગેરેની મદદથી, ખલકને જાહેર કીધી હતી, અને જે દીનને માટે સપન્દયાર, ઝરીર, ગુસ્તહમ અને ફરશીદવર્દ જેવા જોહા પેહેલવાનો સાથે ગુશતાસ્પ જેવા પાદશાહ અને હુતોસી જેવી પરેહજગાર રાણીએ જાનફેશાની કીધી હતી; તે ભલી દીનના તમો બખતાવર વારસા છો આપણી એ ભલી જર થોસ્તી દીનની પનાહી અને પાશબાની કરવા અશો અહુરમઝદે તમોને આએ જમાનામાં સરજ્યા છે. ભલી મઝદયસ્ની દીનની જાગીવાણી માટે ઘણા પાદશાહોએ પુષ્કળ જેહેમત ખેંચેલી તવારીખમા નોંધાયલી છે ગુશતાસ્પ પાદશાહ ભલી જરથોસ્તી દીનની બાજુ અને ટેકા જેવો હતો. ફરવરદીન યસ્તમાં તે માટે એ પાદશાહની તારીફમા ઘણું લખાયલું છે. ફકત એ બાબેનો ફરવરદીન યસ્તના અવસ્તાનો ૯૯ મો ફકરો હુ અત્રે રજુ કરૂં છું. —

યે હુ ( ય ) પઉર્વાન્ચ અપાઈ રવો યઓપ;
યો દુજ પઉર્વાન્ચ અપાઇ રવો વીવએધ;
યો બાઝુસ્ચ ઉપસ્તચ વીમત
અઈધિહાઓ દએનયાઓ,
યત આહુરેઈશ ઝરથુશત્રોઇશ.

**અર્થ**—જે ( ગુશતાસ્પ પાદશાહે ) બદીને દુર કરી અષોઇને માટે ( એટલે જરથોસ્તી દીનને માટે ) ખુલ્લો માર્ગ શોધી કાહાડ્યો હતો, અને

( પોતાની પ્રજાને ) તે દેખાડયો હતો, જે પાદશાહ આ હોરમઝદી જરથોસ્તી દીનની બાજુ અને પનાહ તરીકે ( મદદગાર ) થયો હતો. *

ગુજસ્તારપની પછી સીકંદર અને કેયાની પાદશાહ દારા વચ્ચેની ઇરાનીઓની લડાઇના હીંગામમાં આપણાં પવીત્ર પુસ્તકોનો નાશ થયો હતો, જે પછી આપણી દીનની બચેલી કેતાબો પાછી એકઠી કરવામાં આવી હતી. મજકુર લડાઇ પછી વરેકેશ, અરદેશર પાપકાન, શાપુર અરદશીર, શાપુર હોરમઝદ. ખુસ્રો કોબાદ, અને નોશેરવાન આદલ જેવા શેહેનશાહોએ તનસર, વીરાફ, આદરબાદ મહરસ્પંદ, અરજંગ. ગોગોશસ્પ, સોશામ, ગેહદોબાદ, નીશાહપુર, પરીક, કુસ્તનબુજદ, ગેરાન, વગેરે ઘણાક ખપ કામેલ અને લાયક દસ્તુરાન દસ્તુરોની મદદથી અવસ્તાનો સંગ્રહ એકઠો કરી તેનો પેહેલવીમાં તરજુમો કરાવી આપણી દીનને પાછી સજીવન કીધી હતી. એ તરજુમો પાછળથી આપણા દસ્તુર મોબેદોને ઘણો મદદગાર થઇ પડયો હતો ઉપલા પેહલવી તરજુમા અને ઝંદ ઉપરથી હીદુસ્થાનમાં દસ્તુર નેરયોસંગ ધવલે સંસ્કૃતમાં અને તેઓની પછી કેટલાક દસ્તુરોએ ફારસી તથા ગુજરાતીમાં પાક અવસ્તાનો તરજુમો કીધો હતો. હાલના જમાનામાં એ પેહલવી, સંસ્કૃત, ફારસી અને ગુજરાતી તરજુમાઓની મદદ ઉપરાંત જબાનશનાસીની મદદથી આપણે તરજુમો કરવાના બાબમાં વધુ સારાં સાંધણો ધરાવ્યે છીયે; તેજ પ્રમાણે અવસ્તાનો તરજુમો કરવાનાં કામમાં એ સઘળા સાધણો કામે લગાડી હરેક રીતે મદદ કરી શકે તેવા શખ્શો હાલના જમાનામાં આપણા વચ્ચે હૈયાત છે; એ ખુશી થવા જોગ બીના છે તમારે યાદ રાખવુ જોઇએ છે કે ભલી જરથોસ્તી દીન જેવા પાક દાદારના નેક તરીકાની જાળવણી માટે તમારા અસલી જરથોસ્તી ન્યાગાનોએ પોતાનો ઇરાન સ્વદેશ, ત્યાંની પોતાની માલ મીલકત અને ખજાનો, ખેશઆરનાઓ સર્વે તજીને આ હીંદની સર જમીન ઉપર આસરો લીધો હતો. તે મોતેબર દીનના મારા જરથોસ્તી હમદીનો આ જમાનાના ભાગ્યશાળી માલેકો તમો છો માટે એ વાત ધ્યાનમાં રાખી આપણી ભલી દીનની પનાહી અને જાળવણી જેમ આપણા ન્યાગાનોએ કીધી હતી,

* એરવદ કાવસજી કાંગા આએ ફકરામાં " ડુજ " ને " ડ્રુય " વાંચી તેનો અર્થ "ભાલો" કરે છે, હીંયાં ભાલા જેવા હથીયારની મદદથી ગુસ્તાસ્પ પાદશાહે જરથોસ્તી દીનનો ફેલાવો ઝોર જુલમથી કીધો એવો અર્થ મને બંધ બેસતો તેમજ અક્કલ પસંદ લાગતો નથી; કારણકે જરથોસ્તી દીન ફેલાવવામાં તેની ભલાઈ અને સચ્ચાઇનો પાયોજ બસ હતો. પ્રોફેસર ડારમેસ્ટેટરનો એ ફકરાનો તરજુમો મને દુરસ્ત લાગે છે.

સેવીજ જાનફેશાનીથી એ દીનની પારસાની હરેક પ્રકારે તન, મન અને ધનથી કરવાની તમારી ફરજ છે. હર રોજ કુસ્તી કરતી વખતે જરથોસ્તી તરીકેનો એકરાર કરતાં માઝદયસ્ની દીનને લગતો તમારો એવો એતેકાદ "જસ મે અવંઘહે મઝદ, મઝદયસ્નો અહી," ભણતાં આપણે નીચે મુજબ જાહેર કરયે છીયે:—

**અવસતા**—આસ્તુયે દએનાંમ વંઘુહીમ માઝદયસનીમ ફ્રસપાયો ખ્રઓદાંમ નીધા-સ્નઇથિષેમ ખ્વએત્વદથાંમ અષઓનીમ. યા હાઈતિનાંમચા બુષ્યેઇન્તિ નાંમચા મઝિસ્તાચા વહિસ્તાચા સ્રએસ્તાચાચ યા આહુઇરિશ ઝરથુશત્રિશ.

**અર્થ:** ભલી માઝયદસ્ની દીનને હું વખાણનારો છું, જે શક યા મતફેરને દુર કરનારી, સુલેહ સંપજ જાળવનારી, હોરમઝદ તરફ જાન ફેશાની કરાવનારી અને સાચી દીન છે. હમણા જેટલી દીનો હૈયાત છે, અને જે જે હવે પછી હૈયાતીમાં આવશે, તેઓમાં સર્વથી બુલંદ, સર્વથી નેક અને સર્વથી પવીત્ર જે દીન તે હોરમઝદની ( માઝદયસ્ની ) જરથોસ્તી દીન છે.

હમદીન જરથોસ્તીઓ 'એ પ્રમાણે દર રોજ કુસ્તી કરતાં તમો એકરાર કરો છો કે જે દીન તમો પાળો છો તે દીન શકમંદીને દુર કરનારી છે. હાલના જમાનામાં આ સખુનો તમારે જરથોસ્તી તરીકે ખુબ યાદ રાખવા જોઇએ છે. એ ઉપરથી આપણી ફરજ એવી છે કે અવસ્તાનો ખુલાસો આપણા જરથોસ્તી વીદ્યાર્થીઓ તરફથી એવો થવો જોઈએ છે કે જેથી દીનના કલામો સમજવામાં કોઇ રીતની શકમંદી આપણને નહીં રહે ; એટલુંજ નહીં પણ પરકોમવાલાઓની હરેક તરેહની શકમંદી દુર કરવાને આપણે શક્તિવાન થઈએ. વળી સલાહ સંપજનો તરીકો જાલવી, મતભેદ બાજુએ મુકી, દસ્તુરો, અથોરનાનો, અને ભલી દીનના ખાસો આમ જરથોસ્તીઓએ એક દીલીથી એ દીનની જાળવણીનાં કાંમમાં સામેલ થવાની આપણી બીજી ફરજ છે. એવી દીનને તમો જો જાનફેશાનીથી માનો, તો ખોદા નજદીક પોહોંચવાનો સરસમાં સરસ તરીકો તમોને તે જણાશે. વળી કુદરતના કાયદા અને મહાદાની અશો હોરમજદની સર્વ શક્તિ સમજવા માટેનું ઉત્તમમાં ઉત્તમ સાધન આપણી ભલી જરથોસ્તી દીન છે. જે ઉપરથી ઉપલા અવસ્તાના ફકરામાં માઝદયસ્ની જરથોસ્તી દીનને સહુથી ભલી, સહુથી બુલંદ અને સહુથી આલેસ તરીકાની કહેલી છે. જે સાચ્ચા એતેકાદને હજારો વરસ થયાં પશ્ચીમના જુદાજુદા વિધ્વાનોથી આવું માન આપતા આવ્યા છે અને આપણી દીનને દુન્યાંના જુદા જુદા ધર્મોના પાયા તરીકે ગણતા આવ્યા છે. જરથોસ્તી દીનની

આવી બુલંદ મોતેબરીને સારૂ અશો હોરમજદની હમેશા આપણે શુકર ગુજારી કરવી જોઈયે. થોડાજ વખત થયો બાહાર પડેલું એ બાબેનું નીચલું મત ડાકટર મોરીસ ફલુએગેલનું છે, જેવણ એક અમેરીકન વીદવાન છે, અને જેવણે સઘળા પુર્વના ધરમોનો તેમજ ખ્રીસ્તી ધરમનો સારો અભયાસ કીધેલો જણાય છે. ઇસવી ૧૮૯૮ મા પ્રગટ થયલી 'The Zend-Avesta and Eastern Religions," એવે નામની પોતાની ચોપડીના બીજા સફાપર જરથોસ્તી ધરમ માટે નીચે મુજબ એ વિદ્વાન લખે છે:—

These highly interesting last debri of an ancient vanquished race and creed have, besides, many more titles to our interest, to our curiosity and our sympathy, viz Their Sacred Books (Zend-Avesta.) Both, people and laws, have much that is strikingly akin to our Western races and Western laws We are their spiritual descendants They are our historical ancestors and we are developing a civilization which they have inaugurated. There is cause for glory not for shame of such a genealogy; to say that our Bible has many parallels with the Zend-Avesta.

આવું મત એક ખ્રીસ્તી ગ્રંથકારનું છે, જે ખોહલા બોલોમાં કહે છે કે બાઈબલ તથા બીજા પાછલા ધરમોનો પાયો જરથોસ્તી મઝહબ છે. માટે આપણી એવી દીનની પાસબાની કરવા માટે કેટલી બધી જેહેમત ખેંચવાની જરૂર છે તે હું તમારીજ મુનસફી ઉપર છોડું છું.

હાલમા તરેહવાર જાતના મુળ પાયા વગરના ભાષણો એકાદ અવસ્તાના તરજુમાને આધારે જરથોસ્તી ધરમના સંબંધમાં એવા શખસો તરફથી અપાય છે, જેઓને અવસ્તા પેહલવીના મુળાક્ષરો બી આવડતા નથી એવાં ભાષણોને ઉતેજન મળવું નહીં જોઇએ. આવા સમયે અવસ્તાના કીમતી પવિત્ર પુસ્તકનો એક સતાવાર તરજુમો ઘણાક લાયક વિદ્વાનોની સંમતીથી કરાવવાની જરૂર છે. ખાસ કરીને ગાથાનો, જેમાં અશો જરથોસ્તના પોતાના પાક કલામો આવેલા છે. અવસ્તાનું પુસ્તક તમારી દીનની કીરતી દુનયામાં વધારવા માટે ઘણુંજ મોતેબર છે. એ બીના ઉપર તમારૂં વીશેષ ધયાન ખેંચાવું જોઇએ છે. પાક ગાથામાં તેમજ બીજા કેટલાક અવસ્તાના કલામોમાં અશો જરથોસ્ત શું કહેવા માગે છે તે સઘળું હજી ખોલ્લી રીતે સમજ પડતું નથી. અવસ્તાના ઘણા ફકરાઓ માટે તરજુમો કરનારાઓ એકમત નથી. ઘણા

આમ એકજ ફકરાનો જુદી જુદી રીતે તરજુમો કીધેલો છે. જેમાંનો એક દાખલો હું અતરે રજુ કરૂં છું.

ગાથાના ૪૪ મા હાના બીજા ફકરાના નિચે આપેલા ત્રણ જુદા જુદા વિદ્વાનોએ કીધેલા તરજુમામાં મોટો મતફેર માલમ પડે છે. જે સબબને લીધે કયા તરજુમા પ્રમાણે જરથોસ્તી દીનનું ફરમાન મેળવવું તે કામ દીનદારોને, ખાસ કરીને અવસ્તાના વિદ્યાર્થીઓને ગુંચવાડામા નાખનારૂં તેમજ શકમંદી ઉપજાવનારૂં થઇ પડે છે,

### (૧) ડાકતર મીલ્સનો તરજુમો.

How that best world's chief Lord serving to hono ır,
Pleasing to serve Him who this requireth
For through the Right h꒱ holds ruin from all men.
Guardian in Spirit, for both worlds, friend!

### (૨) ડાકતર સ્પીગલનો તરજુમો.

How is the biginning of the best place ( Paradise),
How is it to profit (him) who desires after both?
For Thou art through purity-the Holy over the wicked-
The Ruler over all, the Heavenly, the Friend for both
worlds, Mazda!

### (૩) એરવદ કા. એ. કાંગાનો તરજુમો.

સઉથી સરસ જીંદગીનું મુલ કેમ (અથવા સાથી) (છે)? જે કોઇ આએ બેહુ (દુન્યાં) ને કબુલ રાખે તેને કેવી રીતે ફાએદો હાંસેલ થાએ? અએ મીનો હોરમજદ! ખચ્ચીત તું પોતે રાસ્તીથી આબાદી કરનાર (તથા) હમો સબળાઓથી ખરાબી દુર કરનાર તથા બેહુ દુન્યામાં દોસ્ત (છે.)

આટલો બધો મતફેર દેખાડનારો એકજ અવસ્તાના ફકરાનો જુદા જુદા અભ્યાસીઓએ કીધેલો તરજુમો જરથોસ્તી દીનની બાબદો વિશે કેવો ગુંચવાડો તેના મનમાં ઉત્પન કરી એક અભ્યાસીને શકમંદ કરે એ આપણને વિચારવાનું છે. આવા મુશ્કેલ ફકરાઓ સંખ્યા બંધ છે જેનો ગુંચવાડો દુર કરવાનો સેહલ ઇલાજ એજ છે કે આવા મતફેરતરજુમા એકઠા કરી, ધાને અવસ્તાના જુદા જુદા ભાષાંતર કર્તાઓને ભેગા કરી તેઓના સામાન્ય એકમતથી જરથોસ્તી દીનદારી, એકીનદારી, અને માજદયસ્ની દીનના ભેદોની રોશનીનો પ્રકાશ જળવાઇ રહે એવો અવસ્તાનો શુધ તરજુમો કરાવવો. જે કામ આપણી જરથોસ્તી અનજુમનની હાલની એક આખન ફરજ સમાન છે. સાસાન્યન પાદશાહો અરદશીર પાપકાન, શાપુર અરદશીર, તથા નોશીરવાન આદેલ વીગરેના વખતમાં અવસ્તાનો તર-

જુમો જેમ કરાવવામાં આવયો હતો, તેવાજ ફ્રાન્સેક પીરણ ઉપર આપણે હમણા કરાવવાની કોશેશ કરવી ઘટારત છે. જો સઘલા અવસ્તાનો તુરત વેલા તરજુમો નહીં બની શકે તો ખાસ કરીને પાંચ ગાથાનો શુદ્ધ તરજુમો થવો જોઈએછે. [ એ વિષે અમારી સોચના એવી છે કે ગાથાનો તેમજ બીજા અવસ્તાના મુશકેલ પ્રકરાઓનો, અથવા જે પ્રકરાઓમાં તરજુમો કરનારાઓમાં મતફેર હોય તેવાં લખાણોનો, વિદ્વાનોની એક નહાની મંડલી જરથુસ્તી અનજુમને નેમી, તે મંડલી પાસે એકમતે સતાવાર તરજુમો ગુજરાતી તેમજ ઇંગ્રેજી ભાષાઓમાં કરાવવો. એવી મંડલીમાં શામેલ થવાનું સાત નામ સુચવું છું, જેમાં ચાર જરથોસ્તી ધર્મ ગુરુઓ અને ત્રણ યુરોપ્યન આલમાને વાજબી રીતે હું મુકી શકું:— જેવા કે શમ્સુલઉલમા દસ્તુર સાહેબ હોશંગજી, એરવદ સાહેબો શહરયારજી ભરૂચા, તહમુરસ અંકલેસરીઆ અને કાવસજી કાંગા, તથા ડાકતરો યુસ્તી, મીલ્સ, અને ગેલ્તનર. ખરૂં છે કે યુરોપના વિદ્વાનોને અતરે બોલાવવાથી મોટા ખરચમાં કદાચ ઉતરવું પડે, તો તેમ ન કરતાં મુશ્કેલ અવસ્તાના ભાગોનો પેહલાં આપણા જરથોસ્તી વિદ્વાનોએ (આગલા તરજુમાઓ બારીકીથી તપસી) એકમતે જેટલો બને તેટલો તરજુમો મુકરર કરવો, અને જેજે ભાગોમા એઓ મતફેર થાય તે માટે પત્રોની મારફતે યુરોપના વિદ્વાનોનું મત પુછાવી તે અવસ્તાના ભાગનો તરજુમો સરનશીન દસ્તુરજીના મત સાથે વધુ મતે ચોકસ કરવો. મને પુરતી ઉમેદ છે કે એકમેક સાથે છુટથી તકરાર કરવા પછી મતફેર થતા વિદ્વાનો પોતાની ભુલ જાણી અવસ્તાના તરજુમામાં એક મત થયા વીના રેહશે નહીં. અને જેમ ઇંગ્લાંડના રાજા જેમ્સ પેહલાના વખતમાં બાઈબલનો એક સતાવાર તરજુમો સુડતાલીશ વિદ્વાનો પાસે કરાવવામાં આવ્યો હતો, તે વખતે રાજ્ય તરફથી ઠરાવેલા કાયદા મુજબ તે તરજુમો સઘલા વિદ્વાનો એકમતે રજુ કરી શક્યા હતા, તેમ જરથોસ્તી અનજુમન તરફથી ઉપલી મંડલીના સંબંધમાં તેવાજ કાયદાઓ મુકરર કરવાથી પાક અવસ્તાનો હાલના જમાનાની જરૂરયાતને અનુસરતો તરજુમો સેહલાઈથી ઉપર સુચવેલી મંડલી પાસે બેશક કરાવી શકાશે. આ કામમાં નામના દસ્તુર મોબેદો કે જનુની અભ્યાગીઓની જરૂર નથી, સબબ કે એવા જનુની અને હઠીલાઓ આવાં ભલાં આરંભમાં કદાચ એકમત નહી થાય એવો ભય રહે છે. પણ ડાહ્યા વિદ્વાનો એક સારૂં પરિણામ નીપજાવવા ખાતર ખાલેસ દીલથી પુરતી જુસ્તેજુઇ કીધા પછી એકમત અને એક વિચારથી કામ લેશે એવી મારી ખાતરી છે. ] ડાકટર ગેલ્તનર જે બરલીન યુનીવરસીટીનો વેદ અને સંસ્કૃત સાહીત્યનો વીદવાન પ્રોફેસર છે, અને જે અવસ્તાની નવી આવૃતિના કર્તા તરીકે આપણને ઘણો જાણીતો છે, તેનું મત અવસ્તાના તરજુમાનાં સંબધમાં ઘણું ધ્યાન આપવા જોગ છે. એ વિદ્વાનના મત પ્રમાણે જે શકસ એ અવસ્તાનો તરજુમો કરવાનું કામ માથે લે તેણે તે આગમજ સંસ્કૃત, અવસ્તા-

પેહલવી, ફારસી, તથા સેમીતીક ભાષાઓનું ગ્નાન પુરતું સંપાદન કરવું જોઇએ છે. જો એક અવસ્તાના અભ્યાસીઓ એમ બનવું અશક્ય હોય તો તેણે એકલાએ અવસ્તાનો તરજુમો કરેલો સતાવાર લેખાઈ શકે નહીં:—

"In order to show, however, that the Iranian often took its own separate path in the evolution of meanings of (Avesta) words, and that quite the opposite of the Sanskrit, and that all etymology or comparison with Sanskrit must give way before clear facts or testimonies in the Iranian field, I do not require to bring anew into the field the examples often quoted of *danghu–dasyu, daēva–deva*. The Awesta *mairya* has been attempted to be etymologically explained as "destructive," "fatal" or "worthy of death." Formally it is equal to Skr. *mārya* "a young man." Its corresponding Pahlavi in which *mar* signifies "rogue," "blackguard," decides the point.

"The different development of idea in the two languages can be made clear *a posteriori*. Skr. *mārya* is "a young man" in the good sense with a touch of the erotic "the fellow or lover;" Aw. *mairya*, on the other hand, is "the young lad," in the bad sense "the knave." Awesta research must always take account of such Iranian peculiarities. Where Sanskrit and the later Iranian languages come in collision with each other the Iranian must decide, as in the case of Skr. *arusha*, Aw. *aurusha*, where the Pahlavi *arus*, Paz. *alos* show that *aurusha* means "white," not "reddish," as the Skr. *arusha* signifies.

"It will perhaps be difficult for any single interpreter to satisfy all the conditions above specified. Pahlavi assumes a complete acquaintance with modern Persian and a knowledge of the Semitic tongues. Awesta philology sits as it were between two stools. The coming Soshyos, who will really explain the whole Awesta to us, must unite in himself all these requirements......"

આ ઉપરથી તમો સાહેબો જોશો કે જે અવસ્તા અને ઝંદનો પંડીત છે, તે પણ કહેવાની હીમત કરતો નથી કે સત્તાવાર તરજુમો કરવા તે એકલો શકતી વાન કહેવાઇ શકાય. માટે સાસાન્યન પાદશાહોને પગલે ચાલી, તેઓએ પોતાના કેળવાયલા જમાનામાં મળી શકતાં સાધનો મેળવી જેમ અવસ્તાનો તરજુમો વીસથી વધુ કાબેલ દસ્તુરો પાસે કરાવયો હતો, તેમ હાલના જમાનાની કેળવણીનો લાભ લઇ, સુધરેલાં ઇંગ્રેજી રાજ્યના છુટાપણાના વખતમાં આપણું અવસ્તાનો બને તેટલો સરસ તરજુમો કરાવવાની લાયક ટક ચુકવી નહીં જોઇએ. આસરે ચાર સદી આગમચ બાઇબલની હાલત જેવી હતી, તેવીજ અવસ્તાની હાલત હમણા છે. ચાર સદી અગાઉ ૫૬૮ ગ્રીક અને લેટીનમાં અસલ હીબ્રુ બાઇબલનો તરજુમો થયેલો હતો. માત્ર ઈસ્વી ૧૬મી સદીમાં હીબ્રુ અને ગ્રીક ઉપરથી ટીંડેલે બાઈબલનો પેહલો ઇંગ્રેજી તરજુમો કીધો હતો. તે પછી ઘણાઓએ તેનો તરજુમો કરવો ચાલુ રાખયો હતો. પણ બાઇબલનો જે સત્તાવાર ગણાતો ઇંગ્રેજી તરજુમો તમો હાલ જુવો છો તે ૧૬૧૧માં થયો હતો. તે તરજુમો કોઇ એકાદ ખ્રીસ્તી ધરમ ગુરૂએ કીધેલો નથી. ઑક્સફરડ અને કેમબ્રાડજના ઘણા વીદ્વાનોને તે તરજુમો કરવા રોકવામાં આવયા હતા. "એન સાઈક્લોપીડયા બ્રિટેનીકા" પ્રમાણે ૪૭ વીદ્વાનોને એ ઇંગ્રેજી તરજુમો એકમતે પુરો કરવાને પાંચ વર્ષ લાગ્યાં હતાં; જે તરજુમો આજ સુધી ખ્રીસ્તી ધર્મસ્થાનોમાં સત્તાવાર ગણાતો રહયો છે, * અને જે દરેક દેવળમાં વાપરવાનો ખ્રીસ્તી ધરમગુરૂઓને બ્રીટીશ રાજ્ય તરફનો ખાસ હુકમ છે.

---

* ઇ. સ. ૧૬૧૧માં, ઇગ્લાંડના રાજા જેમ્સ પેહલાના વખતમાં, બાઇબલનો હાલનો ઇંગરેજી તરજુમો સુધારા અને વધારા સાથે પ્રગટ કરવામાં આવ્યો હતો. જે માટે એ રાજા તરફથી એક યોજના ઘડયામાં આવી હતી, જે વિશે એનસાઈક્લોપીડયા બ્રીટેનીકામાં નિચે મુજબ જણાવે છે કે:—

"James wished that some special pains shou'd be taken in that behalf for one uniform translation (of the Bible) and this to be done by the best learned in both universities (Oxford & Cambridge); after that to be revised by the bishops and the learned men of the church, from them to be presented to the Privy Council; and lastly to be ratified by the royal authority. And so this whole church to be bound upon it, and none other." [In this work 47 bishops, clergymen and learned laymen were employed, those who were familiar with Hebrew, Chaldee, Syriac, Greek, Latin and ten other languages. It took them full five years to finish it. Two of the rules laid down were] (4)

આ ઉપરથી હાલના જરથોસ્તીઓએ જે ધડો શિખવાનો છે તે એ છે કે ઉત્તમ જરથોસ્તી મહજબ જે વિશે પરકોમના વીદવાનો બી કબુલ કરે છે કે તે ગેતીની માઝદયશ્નીં દીનોનો પાયો છે તેની જાળવણી વધારે ચઢતાં ધોરણ ઉપર નહીં બની શકે તો, આપણી ઉપર રાજ કરતી, ઇંગ્રેજી કોમના ધોરણ ઉપર, કરવાની આપણી ફરજ છે. હમના યુરોપમાં અવસ્તા ભાષાનો અભયાસ વધી ગયો છે. ત્યાંના ત્રણ વિદવાનોએ અવસ્તાનો સંપુર્ણ તરજુમો જ્યારે બાહાર પાડયો છે, ત્યારે આપણા જરથોસ્તી હૈયાત વિદવાનોમાં એકલા એરવદ કાવસજી એદલજી કાંગાને અવસ્તાનો તરજુમો બાહાર પાડવાને જોઇતી મદદ અને સંજોગો હાથ લાગ્યા છે, જે દલગીરી ભરેલું છે.—જે અવસ્તાના તરજુમાઓ હમના સુધીમાં બાહાર પડયા છે તે ખોટા છે એમ હું કહેવા માંગતો નથી. દરેક તરજુમો કર્તાએ પોતાની શક્તિ પ્રમાણે અવસ્તાના તરજુમો આલમને રજુ કરેલો છે. એકમાં એક ખુબી છે, તો બીજામાં બીજી ખુબી છે. પણ મારૂં આધીન મત એવું છે કે એ સધલી જુદી જુદી ખુબીઓ એકજ સતાવાર અને જરથોસ્તી દીનની કીર્તી વધુ પ્રકાશીત કરે એવા તરજુમામાં એકઠી થવી જોઇએ છે. યુરોપના વિદવાનોમાં પ્રોફેસરો હાઉ, સ્પીગલ, વેસ્તરગાર્ડ, ગેલ્દનર, યુસ્તી, ડારમેસ્ટેટર, મીલ્સ, ગાઇગર, જેકસન અને કીસ્તોફર બારથોલોમી દરેકે અવસ્તાનો તરજુમો કરવાની એકલે હાથે ધણી વખાણવા લાયક કોશેશ કીધેલી છે જેઓની એ કોશેશ અવસ્તાનો સત્તાવાર તરજુમો કરાવવામાં આપણી અનજુમનને ધણી મદદગાર થઈ પડે એમ છે. તે સાથે આ જમાનામાં આપણામાં અવસ્તા, સંસ્કૃત, પેહેલવી વીગેરે ભાષાઓનું જ્ઞાન ધરાવનારા જરથોસ્તી વીદવાનો છે. તેથી એવા સંજોગો માટે દાદારની શુકર ગુજારી કરી આ જમાનાએ આપેલી ટક આપણે ખોહવી નહી જોઇએ એવી જરથોસ્તી અનજુમનને મારી ભલામણ છે.

અશો જરથોસ્ત પોતાની દીન સમજાવતાં હંમેશાં સચ્ચાઈ, અશોઇ અને રાસ્તીને વળગી રેહતો હતો. ગાથાના ૪૪ મા હામાં તે અશો અહુરમજદને કેવી રીતે સવાલ કરે છે તે જુવો. ગેતી અને મીનોની રચનામાં ખોદાઇ દાનાઇ પીછાનવાની અને જાહેર કરવાની તેની ધણી સરસ મન શક્તિ અને

"When a word hath divers significations that to be kept which hath been most commonly used by most of the ancient fathers, being agreeable to the propriety of the place and the analogy of the faith. (2) As any one company hath dispatched any book in this manner, they shall send it to the rest, to be considered of seriously and judiciously; for His Majesty is very careful in this point."

કાબેલયત હતી, જ્યારે ખોદાઈ બશારતની બખશેશ માંગતાં આવા બોલોથી તે પોતાની અરજ શરૂ કરતો હતો:—

**અવસ્તા**—તત થ્વા પેરેસા એરેશ મોઈ વઓચા અહુરા !

**અર્થ**—"ઓ અહુરમજદ ! જે હું પુછું છું તેની ખરી હકીકત તું મને કહે !" એટલે આપણા પેગમબર સાહેબ અહુરમજદને અરજ કરે છે કે 'મારા સવાલોનો તું એવી રીતે ખુલાસો કર કે જે હું સારી રીતે સમજી શકું અને રાસ્તીથી ગેતીની દુન્યાને જાહેર કરી શકું'.

બીજું ઇજશનેના ૩૫મા હાના ૬ થા પ્કરાના અવસ્તામાં એવું પ્રમાન આવેલું છે કે કોઇ પણ જરથોસ્તી જે જરથોસ્તી દીનનું પ્રમાન બીજાને જાહેર કરે તેણે તે પોતે પેહેલા ખરી રીતે શિખવું, સમજવું અને જાણવું જોઈએ છે. એ બાબેના અવસ્તાના કલામો આ છે—

**અવસ્તા**—યથા આત ઉતા ના વા નાઇરી વા વએદા હઇથીમ
અથા હત વોહુ તત એ એ આ દ્દ વેરેઝયોતુચા.

**અર્થ**—જો કોઇ મર્દ યા બાનુ કોઇ દીનદારીની બાબદ પુરતી રીતે ખરેખરી જાણતાં હોય, તોજ તેને અથવા તેણીને તે જાહેર કરવા દેવો અને તે પ્રમાણે ચાલવા દેવો.

**એટલે** જે કોઈબી જરથોસ્તી મર્દ યા બાનુએ દીનનો પુખ્ત અભ્યાસ કરયા વગર દીનને લગતા ભાષણકર્તા યા શિક્ષક તરીકે પોતે દોળ ઘાલવું સજાવર નથી. દરેક જરથોસ્તીએ દીનને લગતું શિક્ષણ ભાષાના અભ્યાસથી પુરતી પોતાની ખાતરી કરીને સત્ય વચન અને ખાલેસ દીલથી આપવું જોઇએ છે. જે ઉપરથી જરથોસ્તી ભાષણ કર્તાઓની પ્રજ છે કે અવસ્તાનો પુરતો અભ્યાસ કીધા વગર અવસ્તાનો એકાદ તરજુમો વાંચી લઇ તેને આધારે પ્રમાન આપવાથી તેઓએ પરહેઝ રહેવું. ખાસ કરીને જે મુશ્કેલ પ્કરાના એકથી વધુ મગફેર તરજુમા હોય તેવા પ્કરાના ખરા ખુલાસાના સંબંધમાં કશું પણ પ્રમાન તેઓએ આપવા આગમજ પોતાનો શક દુર થાય તેવી રીતના અભ્યાસથી પોતાની ખાત્રી કરવી જોઇએ છે. નહીં તો કે જુદા જુદા તરજુમોકર્તાઓનાં જુદાં જુદાં મતોથી દીનનાં પ્રમાનોના સંબંધમાં તેઓ જરથોસ્તીઓમાં મોટો શક ઉત્પન કરશે, અને તેથી ધરમની લાગણી તેઓમાં ખચીત દામાદોલ થશે.

ભલા હમદીનો ! જરથોસ્તી દીનનો બચાવ, આએ જમાનામાં અશો અહુરમજદે તમોને શોંપેલો છે. દીનનો બચાવ કરનાર એક જરથોસ્તી ગેતીની દોલત અને આબાદીનું મુળ છે. ગાથાના ૪૯ મા હાના લખાણ પ્રમાણે જે જરથોસ્તી ભલાં મનથી યાને ખોદાઇ રાહપર ચાલી દીનનો બચાવ કરે તે દોલત અને આબાદીનું મુળ છે. જરથોસ્તી દીનની મુખ્ય શોધ દુન્યાની

આબાદી કરવાને લગતી છે, જેથી પેગમ્બર સાહેબનું ફરમાન એવું છે કે જે કોઇ જરથોસ્તી દીનની પાસબાની કરે છે તે પોતે ( ગેતીમાં ) આબાદી અને દોલતનો વસીલો છે:—

અત હવો મઝદાઓ ખ્શાથ્રા આઝૂઇતિસ્ચા
યે દએનાંમ વોહુ સારસ્તા મનંઘહા.

જે દીન કે આબાદીનું મુળ છે, જે દીન કે આદમીનાં તન અને મનને આબાદ રાખવાનું શિખવે છે, જે દીન કે અશો હોરમઝદની આસપાસ પોંહોચવાની નેમ રાખે છે, તે દીનની પાસબાની અને પનાહી કરવા સારૂ હાલના જરથોસ્તીઓએ કેવી ઉલટથી પોતાની ફરજો બજાવવી જોઇયે તે ઉપર તમોએ ગંભીરાઈથી વિચાર કરવાનો છે.

અવસ્તાના જે તરજુમા થયા છે તે ઉપરથી જરથોસ્તી વીદયારથીઓએ જોઇ લીધું હશે કે અશો જરથોસ્ત ગેતીની તેમ.જ મીનોઇ દુનયાનો ભરમ જાણવાને પુષકળ આતુર હતો. નેક પેદાએશોની આબાદી કરવી એ અશો જરથોસ્તનું મુખ્ય ફરમાન હતું. અશો જરથોસ્ત ફરમાવી ગયા છે કે જે કામથી આબાદી થતી હોય તેવા કામમાં ગેતીની દુનયામાં આપણે ભાગ લેવો. ગાથા પ્રમાણે અશો જરથોસ્તે ગેતીને લગતી ખાસ કરીને મીનોઈ કુદરતની વીદયાઓને લગતી પોતાની ખાત્રી કરવા અશો અહુરમજદને ઘણાક જાણવાજોગ સવાલો કીધા છે; કારણકે પાક દાદારની હરવેસ્પતવાનાઈની પીછાણ કરયા વગર ભલી પેદાએશોની આબાદી માણસ જાતે કેમ કરી શકે. એવા અભયાસમાં આપણે પણ બને તેટલું મંદવું જોઇએ, સબબ કે તેમાં જે વખત આપણે ગુજારયે તે જરથોસ્તી દીનની પનાહી કરવાને માટેનોજ છે.

આપણો " દીન " બોલ અવસ્તાના "દએન" બોલ ઉપરથી નીકળેલો છે, જેનો અસલ અર્થ " તન મનની આંખથી મેળવેલો ખુલાસો" યાને અશો જરથોસ્તે ગેતી અને મીનો એ બંને દુનયાનો પોતાની તનની નજર અને બેહમનની શક્તિની મારફતે કીધેલી શોધ અને તપાસથી મેળવેલો ખુલાસો એવો થાય છે. "ધર્મ" અને "religion" એ બેઉ શબ્દોનો અસલ અર્થ " હોકમ કરી ( આદમીને બદ કામથી ) અટકાવવાનો " થાય છે. એટલે આદમીઓને ચોકસ કામોથી અટકાવનારો કાયદો તેને ધર્મ કે religion કહે છે. આપણો " દએન " શબ્દ વધારે સારો અર્થ સુચવે છે. તેનો અર્થ " તન, મનની ( રોશનીવાળી ) આંખથી જોઈ, તપાસી, ખાતરી કરી પસંદ કીધેલો ખોદાઇ કાયદો " થાય છે. એ ખોદાઇ કાયદો તે આપણી જરથોસ્તી દીન છે. અશો જરથોસ્ત સાહેબ કાંઇ એમ નથી કેહેતા કે તમો તેમના ફરમાન પ્રમાણેજ ચાલો. તે સાહેબની વાઝની અગતની બાબદ એ છે કે તમો વિદ્યા શિખીને કેળવાયલા થાવો, અને કેળવણીથી થએલી મનની રોશન આંખથી જુવો, અને ઘણું જાણવી ધર્મને લગતી વાતો સાંભળો, અને તે પછી ક્યો તરીકો અખત્યાર કરવો તે ઉપર ફેસલો કરો. જો દુર અંદેશ વિચારથી આપણા પેગમ્બર

સાહેબ અશો જરથોસ્ત, તમોને દરયાફ્ત કરવાની છુટ આપીને, જે દીન સાચી હોય તે પસંદ કરવા ગાથાના ૩૦ માં અને ૪૫ માં હામાં ભલામણ કરે છે.

આવી ખાલેસ જરથોસ્તી દીનના સંબંધમાં ભાષણ કર્તાઓએ હમ દીનોને દીનના ફરમાનો આપતાં તેઓમાં શકમંદી ઉતપન કરવાની કોશેશ કરવી જોઇતી નથી, ખરાં ધર્મી ભાષણો એવાં અપાવાં જોઈએ છે કે જેથી જરથોસ્તી ટોળામાં દીન ચાશીદારી અને દીન પનાહીના નેક ગુણો ખીલે અને સુલેહ સંપજ જળવાય.

જરથોસ્તી બાળકોને ધર્મ કેળવણી આપવાની યોજના ઘડવા માટે નેમાયલી સબ કમીટીને એવી સુચના થઇ હતી કે અવસ્તાની જે બંદગીઓ નક્કી કરવામાં આવે તેઓનો તરજુમો બેતબાજીમાં કરાવવો. પણ મારે ટુંકમાં જણાવવું જોઈએ કે સાસાન્યન દોરમાં પેહેલવીમાં થયલા અવસ્તાના તરજુમામાં બેતબાજી નથી. ખ્રીસ્તી જેવી સુધરેલી પ્રજાનો બાઇબલનો તરજુમો પણ કવીતા કે ગાયણમાં રચાયલો નથી. આ બાબદના સંબંધમાં એક ખ્રીસ્તી ધરમગુરૂ સાથ મને થયલી ગોફતગુ વેળા તે વીદ્વાન પ્રોફેસરે નીચે મુજબ મને મત આપયુ હતું, જે જરથોસ્તીઓને ધ્યાન આપવા જોગ હોવાથી તે હું અતરે ઇંગ્રેજીમાંજ રજુ કરૂં છું—

"The Authorised Version of the Bible, ordered by King James, is entirely in prose.

"It is true that the language is often rhythmical and might be called poetical in a vague way; but there is no intention anywhere of departing from strict prose. The Translation was made by various committees, not all by the same party, and I do not think that a uniform method was followed. Some of the poetical books and much also of the New Testament sounds to us rhythmical or musical, but it is none the less strict prose.

"The last remark would apply to the Psalms. The word 'poetical' is too vague for use. The Psalms are sung in the Church of England in the prose form.

"The Hymns are simply lyrical poems or songs expressing Christian ideas and aspirations. As a rule they are not founded on any particular text of scripture, though some of them are.

"The best translations of ancient poetry are in rythmical prose. The best illustration is seen in the

translations of Homer. Poetic translations are virtually new poems, requiring poetic genius in the translator and creating an effect quite unlike the original. In a rhythmical prose translation the meaning is at once apparent"

વીલસન કાલેજના પ્રીન્સીપલ સ્કોટના આ વીચારો છે. પ્રોફેસર સ્કોટ એ બાબદમાં કેવો માહીતગાર છે તે તમો જાણતા હશો. તેવણ વીલસન કાલેજના વડા હોવા ઉપરાત એક ચુસ્ત ખ્રીસ્તી ધર્મગુરૂ છે. ધર્મ પુસ્તકોનો તરજુમો નસરી કે બેતબાજી, "prose" કે "poetry" માં થવો જોઇએ તે બાબેનું તેમનું આ મત છે. તોપણ તે ઉપરથી તમોંએ એવો વીચાર નહીં બાંધવો કે ખાલેસ નીતીના છાપ બચ્ચાઓના મગજ પર પાડી શકે તેવી યા અશો અહુરમજદના તથા અશો જરથોસતના નેક ગુણો અને આપણી ભલી માઝદયસ્ની દીનની ખુબીઓ સમજવનારીઓનાજનત ફારસી કે ગુજરાતી કે ઇંગ્રેજી ભાષામાં ધરમની મોતેબરી જળવાય તેવી રીત લખાય તો તેમા કાઇ ખોટું છે ફકટ અવસ્તાનો તરજુમો, કંઇ કે કોઇબી પવિત્ર કેતાબનો તરજુમો, બેતબાજીમા કરવાની સુચના કોઇબી જાણીતી પ્રજાએ પસંદ કીધી નથી, અને આપણ જરથોસ્તીઓએબી તેવી સોચના પસંદ કરવી નહીં જોઇએ એવુ મારૂ આધીન મત છે.

હવે હું અથોરનાન ટોળાની આબાદીને લગતી તમારી ફરજ ઉપર આવું છું. દીનની પનાહી કેળવાયલા દીનદાર દસ્તુરો અને અથોરનાનોથી ખાસ થવી જોઈએ. તે માટે તેઓને એવી આબાદ હાલતમા મુકવાની તમારી ફરજ છે કે જેથી તેઓ પૈસાની ફરાગાતના સબબથી પોતે કેળવણી લઇ શકે તેમજ પોતાના બચ્ચાંઓને કેળવણી આપી શકે, અને કેળવાયલા અથોરનાનો તરીકે ટોળાને ઉપયોગી થઈ પડે મારૂં કેહેવું એવું છે કે આપણા ટોલાના દસ્તુરોને જેવું ઉતેજન મળે છે તેનુંજ ઉતેજન જુદાં જુદાં કુટુંબોનાં પંથકીઓને યા અથોરનાનોને મળે તો ભવીષ્યમાં આપણી દીનની જાળવણી માટે ઘણું થઈ શકે. અતરેના તથા દેશાવરના ઘણાક બેહેદીનો દસ્તુરોની હાજરીથી માન મેળવવાના ખોટા ખયાલથી પોતાને તાંહની ઘણીખરી દરેક ક્રીયામાં દસ્તુર યા દસ્તુરોને બોલાવી મોટા ખરચ કરે છે. તેમ ન કરતાં એવા બેહેદીનો જો પોતાનાં વરના પંથકીનેજ સંપજ પ્રમાણે પૈસા લાયક પ્રસંગે આપે તો મોબદોનાં સેંકડો કુટુંબોને પૈસાનો મોટા ટેકો મલવાથી તેઓને કુદરતી રીતે પોતાના બચ્ચાંઓને કેળવણી આપવાની ખાહેશ ઉતપન થાય; જે અથોરનાનોના કેળવાયલાં બચ્ચાંઓ દીનની ખીળવણી માટે ભવિષ્યમાં જોઇતાં સાધણ પુરાં પાડી શકે એ દેખઈતું છે.

[ મુંબઈના યા દેશાવરોનાં અથોરનાનોની હાલત, ( પૈસા સંબંધી તેમજ કેળવણી સબંધી ) બેહતર કરવાનું કામ કુલ જરથોસ્તી અનજુમ

નનું છે જેમાં વગવાલા અથોરનાનો તેમજ બેહદીનોએ પુરતી મદદ કરવી જોઇએ છે. ખાસ કરીને દસતુરોએ એ બાબદમા પુરતી છુટ મુકી એક હાથ ઉપર પથકીઓને તેઓને લાયકનાં કીરયા કામમા ઉતેજન અપાવવાની જરૂર છે; જે માટે લાયક થવા સારૂ બીજા હાથ ઉપર પંથક ચલાવનારા વિગેરે અથોરનાનોએ અશોઇ અને એકીનદારીના નેક ગુણોને દરેક મુશ્કેલીમાં ચીવતપણે વળગી રહેવાની ફરજ છે. અશોઇની પવિત્ર નિશાણ તરીકેની તેઓની સફેદ પાઘડી સાથે તેઓએ કોઇબી હલકા પેશામા પૈસાને ખાતર શામેલ થતું રહ્યું નથી; તેમજ નાટકશાળા, જાહેર મેહમાનખાણા, વિગેરે મકાણોમાં જવું કોઇબી અથોરનાનને છાજતું કે સજાવાર નથી. આવી નાદરસ્ત હાલતથી દુર રહેવામાં અથોરનાન વર્ગની શોભા છે, જે શોભા વધારવા સારૂ દરેક અથોરનાને એકમેકને ઘટતી રેહબરી તથા મદદ હર વખતે કરવી ઘટારત છે. કારણકે અથોરનાનોના નેક પેશાની પનાહીથીજ જરથોશતી દીનની પનાહી માટેના સાંધણા ભવીષ્યમા પુરા પાડી શકાય એમ છે.]

ધર્મ કેળવણી બચાઓને આપવા માટેની જે ગોજના તૈયાર થઇ છે તેમા એક બાબદ ઉમેરવા માગું છું, અને તે એટલીજ છે કે બચાંઓને નીશાળો ઉપરાત ઘરોમા પણ માબાપે દીનની તેમજ નીતીની કેળવણી આપવાથી વધારે ફાયદા હાસલ થઇ શકશે. ઇંગ્રેજી કેળવણીથી દોલત મળે છે એવા વીચારથી કેટલાક માબાપો બચ્ચાઓને નાનપણથીજ ઇંગ્રેજી બોલતાં શીખવવા ખ્રીસ્તી યુરોપ્યન શિક્ષકોને સોપે છે. પણ એવા પરજાતના આસામીઓ ઇંગ્રેજી સાથે પોતાના ધરમની કેળવણી યા પોતાના ધરમ યા રેવાજોના ખ્યાલો કુમલા મગજના બચાઓને ખાનગી રીતે આપે એ બનવાજોગ છે જેનો અટકાવ કરવા સારૂ બચ્ચાઓને કેવી તાલીમ તેઓના શિક્ષકોથી આપવામા આવે છે તે ઉપર હર ઘડીએ માબાપોએ બારીક નજરથી તપાસ રાખવાની મોટી ફરજ છે. ઘણા કુટુંબોમાં મેં જોયું છે કે પારકા ધરમનો છાપ બચાના મન પર નાનપણથી પડે છે, તથી મોટપણે તે બચાં પોતાની દીનની કેળવણી વગર પોતાના ધરમ તરફ જેવો જોઇએ તેવો ભાવ બતાવતાં નથી. સાધારણ રીતે માતબર પારસી ઘરોમા ખ્રીસ્તી ગવરનેસ છોકરાંઓને શિક્ષણ આપવા રોકવામા આવે છે, પારસી છોકરા છોકરીઓ સગવડને ખાતર એવી કાલેજોમા અભ્યાસ શરૂ કરે છે, જયાં બાઇબલ ફરજયાત અભ્યાસ તરીકે શીખવવામા આવે છે. જેથી ફાયદા સાથે સર ખાવતાં ગેરફાયદો કેટલો બધો થાય છે તે ઉપર આપણે વીચાર કરવાનો છે. મુંબઈમાં એલફીનસ્તન, ઝેવયર અને વીલસન એવી ત્રણ કાલેજો છે. પણ તેમાંથી જયાં બાઇબલનું શીક્ષણ અપાતું હોય ત્યાં આપણાં બચાંઓને બને તાંહસુધી મોકલવાં નહીં જોઈએ. કારણકે જરથોસ્તી માબાપો મોટે ભાગે હાલ પોતાના ધરમથી અજ્ઞાન છે. "મારી નિશાળોમાં કયેણી દીનદાર લાગણી વધારે એવું જરથોસ્તી ધરમનું

શિક્ષણ આપવામાં આવતું જણાતું નથી. તેવે સમયે તમારાં જવાન બચ્ચાંઓ કોલેજોમાં બાઇબલનો અભયાસ કરવાથી ખ્રીસ્તી ધરમ તરફભાવ બતાવે તેમાં શક નથી. પણ તમારી દીન તેજ તમારી કીર્તીવંત દોલત છે એ વિચાર તમોએ જીગરમાં કોતરી રાખવો જોઇએ. તમારી દીન અને કોમ જો બચશે તો તમારૂં જરથોસ્તી નામ અને કામ ફરશગર્દ સુધી આબાદીમાંજ રહેશે. હાલમા ડુગરેજી કેળવણી ખાતાંઓ, આતશ બેહરામો, આદરાન, દરેમેહર તથા દોખમાઓ, ગરીબોને માટેનાં મકાનો અને હાકુપીટઓ ઉભી કરવા માટે પારસીઓ મોટી સખાવત કરે છે. પણ કોઇ એવો સખી નર નથી કે જે જરથોશતી દીનનો કીલ્લો મજબુત બાંધવા એક મોટી રકમ કાહાડી આપી કોમને નવાજે. તમારી જરથોસ્તી કોમ અને દીન જો જાળવશો નહીં, તો તમારાં ધરમનાં મકાનો ઉપેયોગ વગરના થઇ પડશે અને તે મકાનો પાછળની સખાવત ભવિષ્યમાં રદ જશે. દીન તરફ પયાર અને ભાવ વધારવા માટે દીનનો સત્તાવાર ખુલાસો થવો જોઈએ છે. તેથી આપણી મુશકેલીઓનો છેડો આવશે, અને જુદદીન ધર્મગુરૂઓ આપણી દીનપર હુમલો કરવાને બદલે એ દીનની કીર્તી ગાવાનું વાજબી વિચારશે.

અવસ્તાનો એક સતાવાર તરજુમો બાહેર પડે તાંહસુધી જરથોસ્તી વીદવાનોએ અવસતાની સમજણ આપતા અંતઃકરણથી સચ્ચાઇની જાળવણી પર મુખય ધ્યાન આપવું જોઈએ છે. પોતાનાં અમુક ખાંનગી મતની જાહેરાત આપતા તેઓએ કોઇ પણ ફકરાનો તાણી તોડીને તરજુમો કરવો જોઈતો નથી તેઓએ અવસતાના ખુલાસા માટે પોતાની પુરી ખાત્રી કરયા વગર કાંઈ ફરમાન આપવું ઘાણું નુકસાનકારક છે. ખાતરી કરયા વગરના શકમંદ ફરમાને, કોમને જાહેર કરવાથી મોટો ગેરફાયદો થયો છે અને થશે. માટે હુ માંગી લઉં છું કે અવસ્તાનો સવાલ આવે ત્યારે તમારા અંતઃકરણની પુરતી જાળવણી કરવી. અને સચ્ચાઈ જાહેર કરવાની હમેશાં તમો ભાઈઓએ મુખ્ય કોશેશ કરવી અને તે વિશે સદા આરજુમંદ રહેવું! હમદીન ભાઇઓ હવે સેવટે આ નવું બેસતું સાલ હું તમોને મુબારક ઈચ્છું છું, અને દીનની પનાહી માટે જરથોસ્તી કોમે ધરમ કેળવણીનું જે મુખ્ય કામ માથે ઉઠાવયું છે, તેમાં સર્વેને પુરતી ફતેહ મળે એવી હું દુવા ચાહું છું.

બાદ મી० દીનશાહ મેહરવાન ભરાનીએ દસતુર દારાબને તથા મરનશીન શેઠ જમશેદજી ખરશેદજીને ફુલના તુરા તાલીઓનાં અવાજે વચે બેટ આપ્યા હતા, જે પછી તેઓ બંનેનો ઉપકાર માની મીજલસ બરખાસત થઈ હતી.